# સિંધ પ્રાંતની ભૂગોળ વિદ્યા.

ગુજરાતી બીજા ધોરણના વિદ્યાર્થીઓ માટે

તમામ સુધારા તથા વધારા સાથે

રચી પ્રસિદ્ધ કરનાર




નવી આવૃત્તિ.

"આર્યન પ્રિન્ટિંગ પ્રેસ," બંદર રોડ કરાચી.



સંવત ૧૯૫૦ સન ૧૮૯૪.

કિંમત સવા આનો.

# પ્રસ્તાવના.

**મારો આ પ્રયત્ન, ખાસ કરીને આ પ્રાંતના વિદ્યાર્થીઓના ઉપયોગ માટેછે.**

એમાં, મારી આગળની આવૃતિની સૂચનાથી, કેટલાક સાહેબો તરફથી, તથા તપાસ કરતાં જેજે બાબતો મને યોગ્ય જણાઈ, તેનો આ આવૃતિમાં તમામ સુધારો વધારો કરી, તેમાંની બાબતોને અનુકૂળતા પ્રમાણે સંક્ષેપમાંજ રાખીછે. જેથી તે માંહેની બાબતોનું જ્ઞાન સેહેલ અને આનંદ સહીત પ્રાપ્ત થયા વગર રહેશે નહીં.

વળી એમાં વેપાર, હુન્નર તથા ઇતિહાસિક વગેરે જાણવા યોગ્ય જેજે બનાવો બન્યા છે, તેનું વર્ણન વિશેષ હકીકત ના મથાળા હેઠે આપ્યું છે. (તે મેહેતાજીઓએ વાંચીને છોકરાઓને માત્ર સાર સમજાવવો.) જેથી તે જિલ્લા અને શેહેરનું વર્ણન જેમ રસીક થઈ પડશે, તેમજ ભૂગોળ શીખવવાનો જે મુખ્ય ઉદ્દેશ, તે પણ પાર પડ્યા વિના રહેશે નહીં. છેલ્લે પરિક્ષાના પ્રશ્નો નાખ્યા છે, તે જેમ વિદ્યાર્થીઓને તેમજ શિક્ષકોને પણ ઘણા ઉપયોગી થઈ પડશે.

આ ભૂગોળ રચવામાં આજમ મેહેરબાન ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સપેકટર રાઓબાહાદુર સેઠ આલમચંદ ત્રીકમદાસ તથા મારા કેટલાક માનવંતા મિત્રોએ જે મદદ કરી છે તેનો આ ઠેકાણે ઘણો ઉપકાર માનુંછું

**કરાચી,** તા. ૧૧-૭-૯૪ બુધે. } **ધારસી વિ. સુંદરજી,**
સંવત ૧૯૫૦ના અષાડ શુદ ૯. } **કર્તા.**

# સિંધ પ્રાંતની ભૂગોળ વિદ્યા.

## દિશાઓ.

**દિશાઓ**—ચાર છે. (૧) પૂર્વ, (૨) પશ્ચિમ, (૩) ઉત્તર, ને (૪) દક્ષિણ.

**પૂર્વ અને પશ્ચિમ દિશા**—જે દિશામાં સૂરજ ઉગેછે તેને પૂર્વ દિશા કહેછે, ને જે દિશામાં સૂરજ આથમેછે તેને પશ્ચિમ દિશા કહેછે.

**ઉત્તર અને દક્ષિણ દિશા**—પૂર્વ દિશા તરફ મોહોં કરી ઉભા રહીએ તો ડાબા હાથ ભણી ઉત્તર દિશા, ને જમણા હાથ ભણી દક્ષિણ દિશા આવેછે.

**ખુણાઓ**—ચાર છે. (૧) અગ્નિ, (૨) નૈઋત્ય, (૩) વાયવ્ય, (૪) ઇશાન.

પૂર્વ અને દક્ષિણ દિશાની વચ્ચે **અગ્નિ ખુણો**, દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચે **નૈઋત્ય ખુણો**, પશ્ચિમ અને ઉત્તર દિશા વચ્ચે **વાયવ્ય ખુણો**, તથા ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચે **ઇશાન ખુણો છે.**

**નકશો** એટલે શું?—સપાટ વસ્તુ ઉપર આખી પૃથ્વી કે તેના કોઇ ભાગ અથવા નમુના વગેરે ચિતરેલા આકારને નકશો કહેછે.

**નકશાની દિશાઓ**—જો આપણે નકશા તરફ મોહોં કરી ઉભા રહીએ તો જમણા હાથ ભણી આવેલી નકશાની બાજુ પૂર્વ દિશા, ને ડાબા હાથ ભણી આવેલી નકશાની બાજુ પશ્ચિમ દિશા થાયછે; અને આપણા માથા ભણી આવેલી નકશાની બાજુ ઉત્તર દિશા, તથા આપણા પગ ભણી આવેલી નકશાની બાજુ દક્ષિણ દિશા થાયછે.

## સિંધ પ્રાંતનું સામાન્ય વર્ણન.

**સીમા**—ઉત્તરે બલુચિસ્તાન તથા બાવલપુરનો કેટલેક ભાગ, પૂર્વે

બાવલપુર, જેસલમીર ને રજપૂત સંસ્થાનો, દક્ષિણે કચ્છનું રણ ને આરબી સમુદ્ર, પશ્ચિમે હાલા પર્વત અને બલૂચિસ્તાન છે.

**વિસ્તાર**—ઉત્તરે કશ્મોરથી દક્ષિણે કોરીની ખાડી સૂધી લંબાઈ ૩૪૦ મૈલની છે; ને પશ્ચિમે બગિર રાસલમારીથી પૂર્વે રાનાસર સુધી પોહોળાઇ ૨૯૦ મૈલની છે; પૂર્વ પશ્ચિમ સરાસરી પોહોળાઈ ૧૬૦ મૈલની છે.

**ક્ષેત્રફળ**—૫૩,૮૯૮ ચોરસ મૈલ ને વસ્તી ૩૦,૦૩,૭૧૧ માણસોની છે. જેમાંના સુમારે પોણો ભાગ મુસલમાનોનો છે.

**સિંધપ્રાંત**—સિંધુ નદીના બેઉ કાંઠા ઉપર છે, તેથી એનું નામ સિંધ પડ્યુંછે. એના રહેવાશી તથા ભાષા **સિંધી** કહેવાય છે.

**એ પ્રાંતના નીચે પ્રમાણે છ ભાગ કર્યા છે.**

| ભાગ | મુખ્ય શેહેર |
|---|---|
| ૧ કરાચી જીલ્લો | કરાચી. |
| ૨ હૈદરાબાદ જીલ્લો | હૈદરાબાદ. |
| ૩ શિકારપુર જીલ્લો | સખર ને શિકારપુર |
| ૪ ઉત્તર-સરહદ | જેકબાબાદ. |
| ૫ થર-પારકર | ઉમરકોટ. |
| ૬ ખેરપુર સંસ્થાન (દેશીરાજ્ય) | ખેરપુર. |

**નદી**—સૌથી મોટી નદી સિંધુ છે, એને મેહરાણ અથવા મિઠો દરિયા કહેછે. તે હિમાલય પર્વતની ઉત્તરે ટિબેટ દેશના માનસરોવર માંથી નીકળી કારાકોરમ, પંજાબ તથા સિંધને રસ્તે ૧૮૦૦ મૈલ વહી, કેટીબંદર [illegible] [illegible] સમુદ્રને મળેછે. સિંધ પ્રાંતમાં એ નદની લંબાઇ કશ્મોરથી [illegible] મુખ સુધી ૫૪૦ મૈલની છે, એના ઉપરે સખર, રોહડી લારકાણા, સેવાણ, માટીઆરી, કોટ્રી, પીંડીબંદર, જરક, ઠઠ્ઠો ને કેટીબંદર વગેરે બંદરો તથા શેહેરો છે.

**પર્વત**—(કરૂ, ખિરથર ને પબ) એ પર્વતોની હારને હાલા પર્વત કહેછે. એ સૌથી મોટો છે. ને તે સિંધ અને બલૂચિસ્તાનની સરહદ પર છે.

**મુખ્ય બંદર**—કરાચી, કેટી ને સંદો.

**સરોવર**—મંચ્છર અને સુગરા.

**મુખ્ય ખાડી**— કોરી, શિર, ગારો, અને ગિસરી.

**ભૂશિર**—રાસલમારી (કેપ માંઝ)

**લશ્કરી છાવણીઓ** કરાચી, હૈદરાબાદ ને જેકબાબાદ.

**મુખ્ય નિપજ** ડાંગર, ઘઉં, જુવાર, બાજરી, અડદ, વટાણા, મટર, ચણા, મગ, મકાઈ, શેરડી, રૂ, ઊન, સરસી, તલ, જાંબો કાળીગુલી (ગળી), પાપડખાર ને પડવાશ વગેરે.

**મુખ્ય નિકાશ**—ડાંગર, ઘઉં, જુવાર, બાજરી, મગ, કપાસીઆ, મકાઈ, રૂ, કાળીગુલી ને પાપડખાર, વગેરે કરાચીથી મુંબઈ ઈલાકાના કેટલાક ભાગો ખાતે ચડેછે; અને ઘઉં, રૂ, ઊન, સરસી ને તલ, વગેરે બિયાં ઈંગ્લાંડ મોકલવામાં આવેછે.

**ઋતુ**—આ પ્રાંતના ઉત્તર, મધ્ય અને દક્ષિણ, એમ ત્રણ ભાગ કરીએ તો તેના ઉત્તર અને મધ્ય ભાગમાં શિયાળામાં વધુ ઠંડી, અને ઉન્હાળામાં વધુ ગરમી પડેછે. તથા દક્ષિણ ભાગમાં દરેક ઋતુ માફક રહેછે.

**વિશેષ હકીકત**-આ પ્રાંત અહીંના રાજ્ય ચલાવનાર મીરો પાસેથી અંગ્રેજ સરકારે સન ૧૮૪૩મા છીની લીધો છે. એ પ્રાંતના પશ્ચિમ ભાગમાં ઘણા ડુંગરો છે તેમાં પશુઓને માટે ચારો પુસ્કળ ઉગેછે મધ્ય ભાગ સપાટ મેદાન છે તેમાં ખેતી સારી થાયછે; પૂર્વ ભાગમા મોટું રણ છે તેમાં રેતીના મેદાન અને ટેકરા બહુ છે; દક્ષિણ ભાગ નીચાણ અને ખારવાળો છે તેમાં પાણી બારે માસ ભરાઈ રહેછે, તેથી ત્યાંની હવા ભેજવાળી અને રોગી છે.

**આ પ્રાંતમાં** વરસાદ થોડો વરસેછે, **પરંતુ** માર્ચથી **સપ્ટેંબર** માસ

સુધી સિંધુ નદીમાં રેલ આવેછે તેથી એની અને ચારો પુશ્કળ થાયછે. સિંધુ નદીના કાંઠાનો પ્રદેશ ઘણો રસાળ અને સારો ખેડાયલો છે. ખેતરોમાં પાણી પુરૂં પાડવા માટે સિંધુ નદીમાંથી ઘણી નેહેરો ખોદેલી છે, તેથી તેની આસપાસના મૂલકમાં પાણી ફરીવળે છે (જે વરસાદની ગરજ સારેછે). તેઓના કાંઠા ઉપરે ઝાડી બહુ ઉગેછે જેમાંથી ઇમારતી અને બાળવાના લાકડાં જથાબંધ મળી શકેછે. વળી એમાં માટી તથા કાંસાના વાસણો, ચામડાંની વસ્તુઓ, રેશમી તથા સુતરાઉ કાપડ અને ગાલીચા (શેત્રંજી) વગેરે થાયછે.

**વેપાર**—અંગ્રેજ સરકારના અમલની અગાઉ ફક્ત બારલાખ રૂપિયાનો વેપાર ચાલતો હતો, પરંતુ હમણા રસ્તાઓ, આગગાડી તથા આગબોટોની સેહેલાઈથી દરેક વર્ષમાં સરાસરી વેપાર બાર કરોડ રૂપિયાનો ચાલેછે.

---

## સિંધુ નદીનાં નાળાં (ફાંટા).

**પૂર્વ નાળો**—રોહોડી આગળથી નીકળી અગ્નિખૂણે વહી, મખી સરોવરમાં પડેછે.

**પશ્ચિમ નાળો**—લાડકાણાં આગળથી નીકળી મેહેરની બાજુમાંથી વહી, મંચ્છર સરોવરમાં પડેછે. એ નાળો જે પ્રદેશમાંથી વહેછે, તેને ચાંદકો કહેછે. એ ચાંદકો સિંધમાં ફળદ્રુપ છે.

**અડળ ફાંટો**—મંચ્છર સરોવરમાંથી નીકળી સિંધુ નદીને મળેછે.

**ફૂલેલી ફાંટો**—હૈદરાબાદની ઉત્તરે ૧૨ મૈલ છેટે ગંઢીઉ ગામ પાસેથી નીકળી અગ્નિખૂણે વહેછે. એ ફાંટાને માંમધખાનના ટંડા આગળથી ગૂની કહેછે.

**પીંજારી ફાંટો**—ગીરપુર બટોરા તાલુકામાં બનોગામ પાસેથી નીકળી મુગલબીમની બાજુમાં શુંગડા સરોવરમાં પડેછે.

**અગાડ ફાંટો**—નગરઠઠ્ઠાની દક્ષિણે છે.

**સતા ફાંટો**—ભાવધીપુરની બાજુમાંથી નીકળી દક્ષિણ તરફ વહેછે.

---

# નેહરો.

**બેગારી નેહેર**—એ સૌથી મોટી છે, તે બુલદકીમાંથી નીકળી પશ્ચિમે પટ તરફ વહેછે, તેમાંથી નુર નેહેર નીકળી જેકમાબાદ ભણી જાયછે. તે શિવાય ઉનડ તથા રણુ, વગેરે નેહેરો ઉત્તર સરહદમાં છે.

**ઘાડ નેહેર**—છતાના ગામથી નીકળી લાડકાણાની બાજુમાંથી વહેછે.

**સિંધ નેહેર**—આબાદ ગામથી નીકળી શિકારપુર આગળથી વહેછે.

**સખર નેહેર**—સખર આગળથી નીકળી અલાદાદાણીના ગામ આગળ, સિંધ નેહેરની પૂછડી સાથે મળેછે. એ નેહેરો શિકારપુર જીલ્લામાં છે.

**કલ્લરી, હુજામડા ને શાલ**, વગેરે નેહેરો કરાચી જીલ્લામાં પ્રખ્યાત છે.

**નવલખી, દાદ, અલીબહર, મારક, ઘલો, નશીર, ઈમામ, સરફ્રરાઝ, સાંગરો ને મેહેરાબ**, વગેરે નેહેરો હૈદરાબાદ જીલ્લામાં પ્રખ્યાત છે.

**મીઠરાઉ (ભાનુ), થર ને ખિપ્રા**—વગેરે નેહેરો પૂર્વ નાળામાંથી નીકળી થર-પારકર જીલ્લામાં વહેછે.

**મીર નેહેર**—ખૈરપુર સંસ્થાનમાં પ્રખ્યાત છે.

---

# પાક.

આ પ્રાંતમાં પાક બે થાયછે, એક ચોમાસાનો, તેને ખરિફ કહેછે, ને બીજો શિયાળાનો તેને રબિ કહેછે.

**ખરિફ (કાર્તીકી પાક)** એ પાક પાણી ચડતી વખતે વાવેછે, ને તે કાર્તીક માસમાં તૈયાર થાયછે. આ પાકમાં ડાંગર, જુવાર, બાજરી,

રૂ, તલ, શેરડી, તમાકુ ને કાળીગુલી, વગેરે પાકેછે.

**રબિ (ચૈત્રી પાક)** એ પાક પાણી ઉતરી ગયા પછી, **પલળેલી** જમીનમાં વાવેછે ને તે ચૈત્ર માસમાં તૈયાર થાયછે. આ **પાકમાં ઘઉં**, ચણા, જવ, ચિણો, વટાણા, સરસો, જાંગો ને ભાંગ, વગેરે પાકેછે.

---

## (વખણાયલી વસ્તુવાળાં ઠેકાણાં.)

**હૈદરાબાદ**—સોનેરી તથા રેશમી ભરત, સોના ઉપર કુંદન, તથા રૂપા ઉપર મિનાકારી કામ, ને હાથી દાંતના રમકડાં થાયછે.

**હૈદરાબાદ ને હાલ્લામાં**—સંઘાડાનું કામ સારૂં થાયછે.

**હાલ્લા ને નસરપુરમાં**—માટીનાં વાસણો ઉપરે મિનાકારી થાયછે.

**નસરપુર, લાડકાણા, ગંબટ ને રાણીપુરમાં**—સુતરાઉ કાપડ વણવાના કારખાના છે, જેમાં ચાદરો, ધાબળીઓ ને સુશીઓ, વગેરે બનેછે.

**લાડકાણામાં**—કાંસાના વાસણો સારાં બનેછે.

**નસરપુરમાં**—સુતરાઉ ધાબળીઓ (ખેસ) સારી બનેછે.

**મુગલભીમ ને જોહીમાં**—ઉનની કામળીઓ (ખથી) સારી થાયછે.

**શિકારપુર**—નકસી ભરત, કાંસાના વાસણો, હાથી દાંતના રમકડાં ને સુતરાઉ કાપડ.

**નગરઠઠ્ઠો**—રેશમી કાપડ, લૂંગીઓ અને સરબત.

**ભૂભક**—ગાલીચા (શેત્રંજી) તમાકુ અને ભાંગ.

**થરપારકર**—ઉંટો, કામળીઓ, રેશમી ભરત, ચામડાંની **વસ્તુઓ**, ને શેત્રંજી (ફરાસી).

**લાડકાણા ને કંડીઆરામાં**—સિંધી કાગળ બનેછે.

**સખર અને મીરપુર સાકરામાં**—સિંધી ગોળ થાયછે.

---

# સિંધ પ્રાંતની રાજ્યરિતી (અમલદારો).

**મુખ્ય શેહેર કરાચી છે,** જેમાં આ પ્રાંતનો ઉપરી અમલદાર કમિશ્નર સાહેબ રહેછે.

**કરાચી જિલ્લો, હૈદરાબાદ** જિલ્લો ને **શિકારપુર** જિલ્લો, એ દરેક જિલ્લાનો મુખ્ય કારભાર કલેક્ટર કરેછે. તે દરેકના હાથ નીચે તાલુકાઓની વ્યવસ્થા માટે ત્રણ કે ચાર ડેપ્યુટી કલેક્ટરો, અને એક હજુર ડેપ્યુટી કલેક્ટર ખજાના માટે રહેછે; તે શિવાય ઉત્તર-સરહદ તથા થરપારકર, એ બે જીલ્લાઓની વ્યવસ્થા દરેક ડેપ્યુટી કમિશ્નર કરેછે.

દરેક તાલુકામાં ડેપ્યુટી કલેક્ટરની વતી મામલતદાર (મુખત્યારકાર) રહેછે. જો પરગણું મોટું હોય તો, મહાલકરી કે કોટવાલને તેમાંનો ભાગ સોંપેછે.

---

## (૧) કરાચી જિલ્લો.

**સીમા**—ઉત્તરે શિકારપુર જિલ્લો, પૂર્વે સિંધુ નદી, હૈદરાબાદ જિલ્લો ને કચ્છનું રણ, દક્ષિણે આરબી સમુદ્ર, પશ્ચિમે બલૂચિસ્તાન અને લસબેલો.

**ક્ષેત્રફળ**—૧૪૧૮૨, ચોરસ મૈલને વસ્તી ૫,૬૪,૮૮૦, માણસોની છે.

આ જિલ્લામાં ત્રણ ડેપ્યુટી કલેક્ટરો રહેછે (૧) સેવાનનો, (૨) ઝરકનો ને (૩) શાહબંદરનો. એમાં ૧૩ તાલુકા છે.

સેવાન, દાદુ, માઝીંદા, કોટ્રી ને જોહી, એ પાંચે તાલુકા, સેવાનના ડેપ્યુટી કલેક્ટરના તાબામાં છે.

કરાચી, નગરઠઠ્ઠા, ઘોડાબારી ને મીરપુર સાકરો, એ ચારે તાલુકા, ઝરકના ડેપ્યુટી કલેક્ટરના તાબામાં છે.

મીરપુર બઠોરો, સુજાવલ, જાતી ને શાહબંદર, એ ચારે તાલુકા, શાહબંદરના ડેપ્યુટી કલેક્ટરના તાબામાં છે.

**પર્વત**—**પબ** અને **ખિરથર**, એ પશ્ચિમ સરહદ ઉપર છે, ને તેઓમાંથી **લક્કીના પર્વતોની હાર** નીકળી સેવાનની દક્ષિણે સિંધુનદી (બગાટોડા) સુધી ગઇ છે. તે શિવાય બીજી કેટલીક નાની નાની ટેકરીઓ, એ જિલ્લાની મધ્ય તથા નૈઋત્ય ખૂણામાં છે.

**નદી**—**હબ, ગાઝ, બારાન, મોહન, મલીર ને લયારી.**

૧ **હબ**—એ ખિરથર પર્વતમાંથી નીકળી સિંધ અને લસબેલાની સરહદ ઉપરે વહી, રાસલમારી પાસે આરબી સમુદ્રને મળેછે.

૨ **ગાઝ**—એ ખિરથર પર્વતમાંથી નીકળી ફુલજી પાસે પશ્ચિમ નાળાને મળેછે.

૩ **બારાન**—એ ખિરથર પર્વતમાંથી નીકળી કોટ્રી શેહેરની દક્ષિણે શાલ ગામ આગળ સિંધુ નદીને મળેછે.

૪ **મોહન**—એ રનીકોટથી નીકળી સનગામ પાસે સિંધુ નદીને મળેછે.

૫ **મલીર**—એ પબ પર્વતમાંથી નીકળી કરાંચીની બાજુ (ગિસરીની ખાડી)માં આરબી સમુદ્રને મળેછે.

૬ **લયારી** એ પબ પર્વતની ટેકરીઓમાંથી નીકળી (કરાચી શેહેરમાંથી વહી) આરબી સમુદ્રને મળેછે.

**સરોવર**—**મંચ્છર**, એ સેવાનની પશ્ચિમે ૧૦ મૈલ છેટે છે.

„ **કંઝોરી ને સોનારી**— એ નગરઠઠ્ઠા અને ઝરકની વચ્ચેછે.

„ **હાલેજી**—એ મીરપુર સાકરા તાલુકાના ગુજા ગામની ઉત્તરે છે.

„ **ગુંગડો**—એ મુગલભીમની બાજુમાં છે.

**રેલવે સ્ટેશન**—કરાચી, જુંગશાઈ, કોટ્રી, લક્કી, સેવાણ ને દાદુ.

**નિપજ**—ડાંગર, ઘઊં, જુવાર, બાજરી, જવ, તલ, સરસી, મગ, મકાઈ, તમાકુ, ઉન ને શેરડી, વગેરે.

**મુખ્ય શેહેર તથા ગામ**—કરાચી, નગરઠઠ્ઠા (ઝરક), મીરપુર સાકરો ઘોડાબારી, (કેટીબંદર,) મીરપુરબટોરો, સુજાવલ, શાહબંદર, સેવાન, દાદુ, માઝીંદા, કોટ્રી, (ભુલાખાનનું થાણું) જોહી, મુગલભીન, ભૂભક, બેલા, કોટ્રીઅલારખીઓ ને ધારો વગેરે છે.

**વિશેષ હકીકત—મુખ્ય શેહેર કરાચી,** એને પેહેલાં ઘડબો કહેતા હતા. એમાં ૧,૦૫,૧૯૯ માણસોની વસ્તી છે. એ આખા સિંધ પ્રાંતમાં સૌથી મોટું બંદર તથા શેહેર છે. એની પશ્ચિમે મનોડાનો બેટ છે, તેને પેહેલાં દેવળબંદર કહેતા હતા. તેમાં સરકારી કિલ્લો, દીવાદાંડી, તથા દર વર્ષે ચૈત્ર શુદ બીજનો દરિયાસ્થાનનો મોટો મેળો ભરાયછે, તેઓ સર્વે જોવા લાયક છે. કરાચીની ઉત્તરે ૧૦ મૈલ છેટે **મગરપીરની** જગ્યાછે, ત્યાં ઉના પાણીના ઝરણ તથા મગરમચ્છો ઘણા છે. વળી વાયવ્ય ખુણે **મારીપુરમાં** મીઠાના અગરો છે, તેમાં મીઠું પાકેછે. જે આખા સિંધ પ્રાંતમાં જાયછે. **નગરઠઠ્ઠા** એ જુંગશાઈ સ્ટેશનથી ૧૨ મૈલ છેટે ઘણું જુનું શેહેર છે. તેમાં કલાકોટ, જેમીમસ્જીદ, મિરજા ઈશાની ટાંક ને મકલીનું મોટું કબરસ્થાન, (એમાં ખંડેર મિનારા, (કુબા) ઘણાં છે. ને તેમા નકસી કામ ઘણું સરસ છે;) તેઓ સર્વે જોવા લાયક છે. **કોટ્રી** બંદરમાં આગબોટો ઘણી ઉભી રહેછે ને ત્યાં વેપાર સારો ચાલેછે, હૈદરાબાદ જતાં એના **સ્ટેશને** ઉતરવું પડેછે. જંગપીર સ્ટેશનની બાજુમાં હેમેશ્વર માહાદેવનું મંદીર છે, ત્યાં દરેક સોમવતી અમાવાસ્યાનો મેળો ભરાય છે. **લક્કી** સ્ટેશનની બાજુમાં બે મૈલ છેટે **ધારાતીર્થ** નામે પ્રખ્યાત જગ્યાછે ત્યાં ગરમ પાણી નીકળેછે. **સેવાણમાં** દર વર્ષે શાહબાન તારીક ૨૧માનો લાલશાહબાઝનો મોટો મેળો ભરાય છે

---

## (૨) હૈદરાબાદ જિલ્લો.

**સીમા**—ઉત્તરે શિકારપુર જિલ્લો ને ખૈરપુર સંસ્થાન, પૂર્વે ખૈરપુર સંસ્થાન ને થર-પારકર જિલ્લો, દક્ષિણે કચ્છનું રણ ને કરાચી જિલ્લાનો કંઇક ભાગ; પશ્ચિમે સિંધુ નદી તથા કરાચી જિલ્લો છે.

**ક્ષેત્રફળ**—(૯,૦૩૩) ચોરસ મૈલ ને વસ્તી ૯,૧૮,૬૪૬ માણસોની છે.

આ જિલ્લામાં ચાર ડેપ્યુટી કલેક્ટરો રહેછે. (૧) હૈદરાબાદનો (૨) ટંડાનો (૩) હાલાનો (૪) નોશારાફેરોઝનો. એમાં ૧૩ તાલુકા છે.

હૈદરાબાદ તાલુકો, હૈદરાબાદના ડેપ્યુટી કલેક્ટરના તાબામાં છે.

ગુની, બદીણા, ટંડો બાગો ને ડેરોમોહોબતખાનનો, એ ચારે તાલુકા, ટંડાના ડેપ્યુટી કલેક્ટરના તાબામાં છે.

હાલા, શેહેદાદપુર, મિરપુરખાસ ને ટંડોઅલાયાર, એ ચારે તાલુકા, હાલાના ડેપ્યુટી કલેક્ટરના તાબામાં છે.

નોશારોફેરોઝ, કંડીઆરો, મોરો ને સકરંડ, એ ચારે તાલુકા, નોશારા ફેરોઝના ડેપ્યુટી કલેક્ટરના તાબામાં છે.

**ડુંગર—ગંજો**. એ હૈદરાબાદની બાજુમાં છે, તેમાં મેટની ખાણ છે.

**રેલવે સ્ટેશન**—ગીધુબંદર, સિંધ હૈદરાબાદ, ટંડોજમ, ખેસાનો, ટંડોઅલાયાર ને મીરપુરખાસ.

**નિપજ**—ઘઉં, જુવાર, બાજરી, મટર, સરસી, જાંબો ને રૂ વગેરે.

**મોટા શેહેરો તથા ગામ**—હૈદરાબાદ, ગુની, બદીણા, ટંડોબાગો, ડેરોમોહબત, ટંડોમામદખાન, નવા હાલા, શેહેદાદપુર, મીરપુરખાસ, ટંડો અલાયાર, નોશારોફેરોઝ, કંડીઆરો, મોરો, સકરંડ, ભરેઆ, મટારી, નસરપુર, ડારૂશાહા, તલાર ને ધોરાણો, વગેરે છે.

**વિશેષ હકીકત**—આ જીલ્લો સિંધમાં કારિગરીને માટે પ્રખ્યાત છે. એની જમીન સપાટ ને તેમાં ઘણી નેહેરો છે, જેથી એની સારી થાયછે. આ જિલ્લામાં કપાસની નીપજ ઘણી હોવાથી, વરાળયંત્રોથી કપાસ લોઢવાનાં કારખાનાં ઘણાં છે. મુખ્ય શેહેર **હૈદરાબાદ**, એને પેહેલાં **નીરણકોટ** કહેતા હતા. એમાં ૫૮,૦૪૮ માણસોની વસ્તી છે. એ પેહેલાં કલોડા તથા મીરોની રાજ્યધાની હતું. એમાં ગુલામશાહા કલોડાનો બાંધેલ ઇંટોનો કિલ્લો, અને બીજા ખંડેર મિનારા જોવા લાયક છે. **ગીધુબંદર** એ હૈદરાબાદ અને

કોટીની વચ્ચેછે, તેમાં ગાંડાઓને રાખવાની ઈસ્પીટાલ (દીવાનાશાળા) છે. લાલઉદેરો એ હૈદરાબાદથી ૧૨ ગાઉ છેટે છે. ત્યાં દર વર્ષે ચૈત્ર સુદ બીજનો દરિયાસ્થાનનો મોટો મેળો ભરાય છે, તે જોવા સારૂ લાખો માણસો દુરથી આવેછે. તે જગ્યા ઘણી રમણીય અને જોવા લાયક છે. એવી સુંદર જગ્યા આખા સિંધ પ્રાંતમાં કોઈ નથી. નસરપુરમાં ઉડેરાલાલનો જન્મ સંવત ૧૦૦૭ના ચૈત્ર સુદ બીજ ને વાર શુક્રરેનો થયો હતો.

## (૩) શિકારપુર જિલ્લો.

**સીમા**—ઉત્તરે સિંધની ઉત્તર સરહદનો મુલક ને બાવલપુર સંસ્થાન, પૂર્વે બાવલપુર ને જેસલમીર સંસ્થાન, દક્ષિણે કરાચી તથા હૈદરાબાદ જિલ્લો ને ખૈરપુર સંસ્થાન, પશ્ચિમે ખિરથર અને કરૂ પર્વત.

**ક્ષેત્રફળ**—(૯,૨૯૬) ચોરસ મૈલ ને વસ્તી ૯,૧૫,૪૯૭ માણસોની છે.

આ જિલ્લામાં ચાર ડેપ્યુટી કલેકટરો રહેછે. (૧) સખરનો, (૨) રોહડીનો, (૩) લાડકાણાનો, (૪) મેહેરનો. એમાં ૧૪ તાલુકા છે.

સખર, શિકારપુર ને નોશારોઅબરો, એ ત્રણે તાલુકા, સખરના ડેપ્યુટી કલેકટરના તાબામાં છે.

રોહડી, ઘોટકી, મીરપુર માથેલો ને ઉબાવડો, એ ચારે તાલુકા, રોહડીના ડેપ્યુટી કલેકટરના તાબામાં છે.

લાડકાણા, લબદરિયા, રતોદેરો ને કંબર, એ ચારે તાલુકા, લાડકાણાના ડેપ્યુટી કલેકટરના તાબામાં છે.

નશીરાબાદ, મેહેર ને કકડ, એ ત્રણે તાલુકા, મેહેરના ડેપ્યુટી કલેકટરના તાબામાં છે.

**પર્વત—દાહારીઆરો,** એ લાડકાણાની પશ્ચિમે ખાનખિલાતના ઈલાકામાં આશરે ૭૨૦૦ ફીટ ઉંચોછે, ને તે સારી હવાને લીધે પ્રખ્યાત છે. તેથી એ પર્વત ઉપરે ઉન્હાળાના દિવસોમાં કેટલાક

અમલદારો ત્યાં જઇ રહેછે. એ પર્વત ઉપરે કુતરાની એક (કબર) ઘોર છે.

**રેલવે સ્ટેશન**—સિતા, રાધણ, લાડકાણા, રૂકજંકશન, શિકારપુર, સખર, રોહડી, પનોઆકીલ, ઘોટકી ને મીરપુરમાથેલો.

**નિપજ**—રૂ, બાજરી, જુવાર, રૂ, ઉન, ભાંગ, તમાકુ ને શેરડી.

**મુખ્ય શેહેર તથા ગામ**—શિકારપુર, સખર, નોશારોઆબરો, રોહડી, ઘોટકી, મીરપુરમાથેલો (મહારી), ઉબાવરો, લાડકાણા, લબદરિયા, રતોદેરો, કંબર, નસીરાબાદ, મેહેર, કકડ, ગારીયાસીન, બાકની, સીજવલ, સઈદપુર ને વારા વગેરે.

**વિશેષ હકીકત**—આ જિલ્લાની જમીન સપાટ છે. મુખ્ય શેહેર **શિકારપુર** એને પેહેલાં ખોરાસાનની ભાગોળ કેહેતા હતા. તેમાં ૪૨,૦૦૪ માણસોની વસ્તીછે. એમાં વેપાર સારો ચાલેછે. આખા સિંધપ્રાંતમાંથી ફક્ત શિકારપુરના રહેવાશીઓ ઘણા સુઘડ અને ખુશમીજાજી છે. **સખર બંદર** એમાં વેપાર બહુ સારો ચાલેછે, તેમાં ૨૯૦૩૨ માણસોની વસ્તી છે. **સખર** અને **રોહડી**ની વચ્ચે ભખર, સાધબેલો તથા જિંદપીર નામે ત્રણ બેટો છે. **સખર**થી રોહોડી તરફ જતાં આગગાડી માટે લોખંડનો ઝુલતો પુલ **ભખર**ના કિલ્લા ઉપરથી લઈ જવામાં આવ્યો છે. એના ઉપરે રેલગાડી તથા માણસો આવજાવ કરેછે. તે બહુ જોવા લાયક છે. સખરમાં મીર માહાશમશાહનો બાંધેલ મિનારો છે.

---

## (૪) ઉત્તર સરહદ.

**સીમા**—ઉત્તરે બલુચિસ્તાન ને પંજાબ, પૂર્વે સિંધુ નદી, દક્ષિણે શિકારપુર જિલ્લો, ને પશ્ચિમે તથા વાયવ્યકોણે કરૂ પર્વત અને ખિલાત.

**ક્ષેત્રફળ**—૨,૫૪૯ ચોરસ મૈલ ને વસ્તી ૧,૭૪,૫૪૮ માણસોની છે.

એમાં ચાર તાલુકા છે, તેના નામ-જેકબાબાદ, શેહેદાદપુર, હુલ અને કશ્મોર.

**રેલવે સ્ટેશન**—જેકમાબાદ. ત્યાંથી રેલવે કોયટા, ચમન ને **કંદહાર** તરફ જાયછે.

**નિપજ**--ઘઉં, બાજરી, જુવાર, ચણા, મટર, તલ, સરસી ને જાંબો.

**વિશેષ હકીકત**—આ જિલ્લાની જમીન ઘણું કરીને સપાટ છે, ને ઉત્તરની બાંય વેરાન છે. એમાં વરસાદ બહુ થોડો વરસે છે, પરંતુ જ્યારે રેલ આવેછે ત્યારે બીજા ભાગોમાં ખેતી સારી થાયછે. મુખ્ય શેહેર **જેકમાબાદ** એને પેહેલાં ખાનઘર કહેતા હતા, તેમાં ૧૨૩૯૬ માણસોની વસ્તીછે.

---

## (૫) થર-પારકર.

**સીમા**—ઉત્તરે ખૈરપુર સંસ્થાન, પુર્વે રજપુતાનના દેશી રાજ્યો, દક્ષિણે કચ્છનું રણ, ને પશ્ચિમે હૈદરાબાદ જિલ્લો છે.

**ક્ષેત્રફળ**—૧૨,૭૨૯ ચોરસ મૈલ, ને વસ્તી ૨,૯૮,૨૦૩ માણસોની છે.

એમાં સાત તાલુકા છે, તેના નામ-ઉમરકોટ, ખિપ્રા, સાંઘડ, મિઠી, છાછરો, દીપલો ને નગરપારકર,

**પર્વત—કારૂંઝર,** એ નગર શેહેરની બાજુમાં છે.

**સરોવર**—સુમરા, એ ઉમરકોટની પશ્ચિમે છે.

,, મખી, એ સાંઘડની ઉત્તરે છે.

**રેલવે સ્ટેશન**—શાધીપાલી. અહીઆંથી રેલવે ઉમરકોટ તરફ જશે.

**નિપજ**—ઘઉં, જુવાર, મગ, જવ, રૂ, ઉન, તમાકુ, ને ઘી, વગેરે.

**મુખ્ય શેહેર તથા ગામ**—ઉમરકોટ, ખિપ્રા, સાંઘડ, મિઠી, છાછરો, દીપલો, નગર, ચેલાર, ઈસલામકોટ, ગડડો, વિરાવાવ, વંગાબજાર ચેથાપુર, રાવતસર, કાસંબો, નબીસર, છોળ, જુડો ને સામારો વગેરે.

**વિશેષ હકીકત**—આ જિલ્લામાં રેતીના રણ બહુ લાંબા અને ઉજડ છે. તેના ત્રણ ભાગ કર્યાછે. પશ્ચિમે પૂર્વ નળનું રેતીનું મેદાન છે, તેમાં કેટલીક નેહેરો છે; મધ્યમાં થર એટલે રણ, એ મોટો ઉજ્જડ પ્રદેશ

છે, તેમાં રેતીના ટેકરા છે; અને અગ્નિ કોણમાં **નગરપારકર** એ કચ્છના રણમાં બેટ જેવો છે. એ મુલકમાં વરસાદ થોડો જ પડે છે, તેથી કોઇ કોઈ ઠેકાણે પાણી બહુ ઉંડા હોવાથી થર અને પારકરમાં પાણીની બહુ તંગી રહેછે.

આ જીલ્લાના લોકો સિંધ કરતાં રીતભાતે મારવાડ, ગુજરાત, તથા કચ્છને વધારે મળતા છે તેથી તેઓ માંસ આહારી નથી, પણ ઘણા શૂરવીર છે. તેઓનો મુખ્ય ખોરાક ડાંગર, ઘઉં, જુવાર, બાજરી ને જવ, વગેરે છે.

મુખ્ય શેહેર **ઉમરકોટ** એમાં ૩૭૭૨ માણસોની વસ્તી છે ત્યાં મોગલ વંશનો નામદાર અકબર બાદશાહ સન ૧૫૪૨માં જનમ્યો હતો. સારાન અને ઢેલીઆરમાં મીઠાની ખાણોછે. થરના ઉંટો બહુ વખણાય છે, તેઓ શરીરે લાંબા અને ઉંચા થાયછે, તેને ઢાટી ઉંટ કહેછે. વળી એમાં પીઅણુ અને ખણુ નામે નાની જાતના સરપ થાયછે, તેઓ (જે વખતે માણસ સુતો હોય) માણસોના શ્વાસમાં પોતાનો ઝેરી શ્વાસ મેળવેછે. તેથી માણસના શરીરમાં ઝેર પ્રસરે છે ને માણસ એકદમ મરણ પામેછે.

---

## (૬) ખેરપુર સંસ્થાન.

**સીમા**—ઉત્તરે શિકારપુર જિલ્લો ને રોહોડી તાલુકો, પુર્વે જેસલમીર સંસ્થાન, દક્ષિણે થર પારકર ને હૈદરાબાદ જિલ્લાનો કંઈક ભાગ, પશ્ચિમે સિંધુ નદી તથા હૈદરાબાદ જિલ્લો.

**ક્ષેત્રફળ**—(૬,૧૦૯) ચોરસ મૈલ ને વસ્તી ૧,૩૧,૯૩૭ માણસોની છે.

**નિપજ**—ઘઉં જવ, મગ, પડવાશ, નીર, કણક, જુવાર, મટર, ચણા, પાપડખાર, સરસી ને જાંબો, વગેરે.

**મોટા શેહેરો તથા ગામ**—ખેરપુર, લાલુકોટ, કોટદીજી, ટંડો મસ્તીખાન, ગંબટ ને રાણીપુર વગેરે.

**વિશેષ હકીકત**—આ સંસ્થાન સિંધની ઈશાન કોણે મીર અલીમુરાદ ના દીકરા મીર ફૈઝમાંમદના તાબામાં છે. તેમાં રેતીનાં રણ અને ટેકરા તથા નેહેરો ઉપર ઝાડી બહુ છે, તેથી મીર અલીમુરાદ શિકાર માટે રાત દહાડો

ત્યાં પડી રહેતો અને રાજ્ય કારભાર પર ધ્યાન બરાબર ન આપતો હોવાથી, તેના રાજ્યમાં અંધેર બહુ ચાલતું હતું. પરંતુ હમણાના રાજ્યાધિકારીએ અંગ્રેજ સરકાર પાસેથી રાજ્ય વ્યવસ્થા સુધારવા માટે એક માણસ (વજીર) લીધોછે, તેથી ઉમેદ છે કે, હવે તે મૂલક સુધરશે. મુખ્ય શેહેર ખૈરપુર એમાં ૬૨૪૦ માણસોની વસ્તી છે, ને તે સખરથી ૨૫ મૈલ છેટે છે

---

## નીચેનું શું અને કયાં છે? તે કહો અને નકશામાં બતાવો.

अ અગ્નિ, અડળ, અલાદાદાણી, અલીબહર, आ આગાદ, આરબી-સમુદ્ર, इ ઈમામ. ઈશાન, ઈસલામકોટ, उ ઉત્તર. ઉત્તરસરહદ, ઉનડ, ઉબાવડો, ઉમરકોટ, क કકડ, કચ્છનું રણ, કરાચી, કરૂ, કલ્લરી, કરમોર, કાકૂંઝર, કાસંબો, કેટીબંદર, કોટદીજી, કોટ્રી, કોટ્રીઅલારખીઓ, કોરી, કંઝોરો, [illegible]ીઆરો, કુંભર, ख ખરિફ, ખાનગડ. ખિપ્રા, ખિરથર. ખિલાત, ખેસાનો, ખૈરપુર. ખોરાસાન, ग ગઢડો. ગહ્લોજિ, ગાઝ, ગારીયારીન. ગિસરી, ગીઘુબંદર, ગુંગડો, ગુજ્ત, ગની, ગોટાણો, ગંજો, ગંબટ, घ ઘગ્ગો, ઘાડ, ઘારો, ઘોટકો, ઘોડાબારી. च ચેલાર, छ છતા, છાછરો, છોળ. ज જાતી, જિંદપીર, જુંગશાહ. જુડો, જેકમાબાદ, જેસલમીર. જોહી, જંમપીર, झ ઝરક. ट ટંડાઅલાયાર, ટંડાજામ, ટંડાકાડો, ટંડાબાગો, ટંડોમસ્તીખાન, ટંડામાંમદખાન. ठ ઠારૂશાહ, ઠુલ. ड ડેરાભોહોબતખાન, ડુંગર. ढ ઢેલીઆર. त તલાર, તાલુકો. थ થર–પારકર. द દક્ષિણ, દાદ, દાદુ, દાહારીઆરો, દિશાઓ, દીપલો, દેવળબંદર, ध ધડેજા, ધારાતીર્થ, न નકશો, નકશાની દિશાઓ, નગર, નગરઠઠ્ઠા, નગરપારકર, ના[illegible], નળીસર, નવલખી, નશીર, નશીરાબાદ, નસરપુર, નીરણકોટ, નૂર, નૌહરો, નૈઋત્ય, નોશારોઅબરો, નોશારોફિરોઝ. प પટ, પબ, પશ્ચિમ પ[illegible]નાળો, પર્વત, પનોઅકીલ, પાક, પીંજારી, પૂર્વ, પૂર્વનાળો, પેથાપુર, फ ફાંગો ફુલાજી, ફૂલેલી, ब બખર, બદીણા, બનો, બલૂચસ્તાન, બાકની, બુલફકી, બેગારી,

પેશો, બંદર. भ બખર, બગાડ, બગાટોડા, બરેચા, બનુ. બારાન, બહાવલપુર, બાવલપુર, બૂભક, બૂલાખાનનું થાણું. म મખી, મગરપીર, મચારી, મનોડા, મલીર, માઓંઢા, મારક, મારીપુર, મિઠી, મિઠાદરિયા, મીઠરાઉ, મીર, મીરપુરખાસ, મીરપુરબટોરો, મીરપુરમાથેલો (મહારી). મીરપુરસાકરો, મુગલભીન, મેહર, મેહેરાબુ, મેહેરાબ, મોરો, મોહન, મંચ્છર. र રજપુતાન, રબુ, રતોડેરો, રનીકોટ, રબિ, રાણીપુર, રાધણ, રાવલસર, રાસલમારી, રૂક, રતુ. રેલવે, રોહડી. ल લક્કી, લગાદરિયા, લચારી, લસબેલો, લાડકાણા, લાલકેરો, લાલુકોટ. व વારા, વાયવ્ય, વિરાવાવ, વેપાર, વંગાબજર. श શાબીપાલી, શાલ, શાહબંદર, શિકારપુર, શિર, શેહદાદપુર. स સઓદપુર, સકરંડ, સખર, સતા, સન, સરફરાઝ, સાધબેલો, સામારા, સારાન, સિતા, સિંધ, સિંધી, સિંધુ, સીબીવલ, સુન્નવલ, સુમરા, સેવાન, સોનારી, સંઘ, સાંધડ, સાંગરો, ह હાનમંડા, હબ, હાલા, હાલેજી, ને હૈદરાબાદ.



## નીચેલખેલાં પુસ્તકો જોડિઆ બજારમાં ઠા. સુંદરજી દુકાનેથી રોકડી કિંમતે વેચાતાં મળશે.

વફાદારીની ખુબી .......... ૦)૦।
સીતાજીની બારમાસી ...... ૦)૦।।
ચેલઈઆ (કેલઈઆ) ...... ૦)૦।।
ગપીદાસના ગપ.............. ૦–
ફુટેલ કમળા અથવા રહેતો આપથી અને જાગતા સગા બાપથી .. .................... ૦)–
નાગ દમણ .................. ૦ –
સત્યભામાનું રૂસણું ........ ૦)–
જમનાજીના ચાલીસ પદ...... ૦)–
વાલાજીના મહીના........... ૦)–
શુકનાવળી..... .............. ૦)–
શીવજીની આરતી... ......... ૦)–
નિત્યલીલા તથા વનખેલ...... ૦=
સર્નાશ્વર દેવતાની કથા..... ૦ =
જાગી અને સ ચળના ચમત્કારની વાર્તા અથવા ભાગ્યવાનના ભૂત કમાય ......................... ૦=
ભોજા ભગતના ચાબખા...... ૦ =
લીલા સંગ્રહ ................. ૦=
સામળભટના છપા......... ૦ =
દીલચમન ....... .. ....... ૦=
મણીરત્ન માળા ............ ૦=
મેનાપોપટની વાર્તા......... ૦)=
શ્રી મનોરંજક ગરબાવળી... ૦ =
કવિ દલપતરામ કૃત ગરબાવળી ૦)=
હોરી સંગ્રહ ....... ...... ૦)≡
નંદબત્રીસીની વાર્તા......... ૦)≡
,, ૦।=
નવરાત્રીમાં ગાવાના ગરબા... ૦)≡

નાગની પડાણુનો કીસ્સો..
લક્ષ્મી અને પાર્વતીજીનુ સંવાદ.
નરસીંહ મેહેતાની હુંડી.....
નરસીંહ મેહેતાનું મામેરૂં... ૦–।।
નરસીંહ મેહેતાનાં પ્રભાતીયાં મોટા... .. –।।
,, નાના... ૦–।।
અરજુન ગીતા તથા વડા કક્કો ૦=
પાનની વાર્તા....... ......... ૦।
ભરથરી રાજાની કથા......... ૦)≡
ગોપીચંદ રાજાના ખેલ .. ... ૦)≡
જ્ઞાનમાળા.................. ૦)=।।
સાજન બાવની............... ૦)≡
સ્ત્રી ચરિત્રની વાર્તા ......... ૦≡
અકબરબાદશાહ અને બીરબલ વજીરની વાર્તા ભાગ ૧લો ...... ૦।
,, ,, ૨ જો ...... ૦।
,, ,, ૩ જો ...... ૦।
,, ,, ૪થો ...... ૦।
સુદામા ચરિત્ર ................. ૦।
ઉપયોગી જ્ઞાન સંગ્રહ .......... ૦।
જ્ઞાન વર્ધક વાર્તાઓ ....... ... ૦।
રાજા ભોજ અને કવિ કાળીદાસની વાર્તાઓ .......... ૦।
સૂતક નિર્ણય (આશૌચ નિર્ણય).... ........ ........ ૦।
લોકપ્રીય ગાયનરસ ભાગ ૧.... ૦।
,, ,, ૨ જો... ૦।
,, ,, ૩ જો... ૦।
,, ,, ૪ થો... ૦।

ગ્રહ ........ ૦।
રત્ન ........ ૦।
............ ૦।
રાકર ............ ૦।
કૃત રામાયણ ........... ૪
„ ૨॥
„ ૧॥।
ભગવદ્ ગીતા
ગુજરાતી ટીકા સહીત ........... ૨
„ ૧॥।
„ ૧।
„ ૧
„ ૦॥=
ભજનીક કાવ્ય સંગ્રહ ... ... ૧॥
જૈન વિવેક વાણી .. ........... ૩
અંબીકા કાવ્ય ................ ૧
કેળવત મૂળ ...... ........... ૧।
પંચોપાખ્યાન ......... ........ ૧
અભીમનીઆનો ચક્રાવો ..... ૦॥।
સુડા બહુતેરી ............ ૨॥
બાળલીલા ........... ..... ૦।=
રાસલીલા ભાગ ૧ લો......... ૦॥
„ „ ૨ જો ૦॥।
ગોળ તથા પદ પાકા પુઠાના ૦॥=
સત્યનારાણ મૂ. ગુ. ટીકા સાથે ૦।=
„ „ ૦।
પાકશાસ્ત્ર ..................... ૦।=
વૈદકસાર .... ................ ૦।=
સુંદરકામદારની વાર્તા......... ૦॥
„ ૦।

લોકપ્રિય કથા સંગ્રહ ....
સત્યવંતી આખ્યાન... ........
વિદુરનિતી ગુ. ટીકા સાથે ...
વૃદ્ધ ચાણાક્ય રાજ્યનિતી......
જસુરામ કૃત રાજ્યનિતી .....
સહેવંત સાવળીંગાની વાર્તા
(આઠભવની) .............. ૦।
પદ્માવતીની વાર્તા ......... ૦।=
બરાસ કસ્તુરીની વાર્તા...... ૦।=
ગુલબકાવલીની વાર્તા ....... ૦।=
ગજરામારૂની વાર્તા ... ..... ૦॥
„ ૦।=
સુંદરકામદારની વાર્તા......... ૦॥
„ ૦।
ભાગવતની કથાનો સાર...... ૧॥
„ ૧
વિવેક રત્નાકર (ભજનની) ..... ૧
ગેત્રાકળ તથા સુરપચીશી .. ૦)=
સનમાર્ગ દર્શક (ગુરૂ મહીમા) ૦॥=
ઓધવજીના સંદેસા ........ ૦)–
વિક્રમ ચરિત્ર ... ............. ૦)≡
અષ્ટાક્ષર નિવરણ ............ ૦।=
છ બાઈનો રાસ .............. ૦।
અંજના સતીનો રાસ ...... ૦।–
જન્માષ્ટમી વ્રત કથા ........... ૦।
રામ જન્મવ્રત કથા ......... ૦)≡
કેવળકૃત નેમ વિવાહ... ..... ૦।–
પંચ પ્રતિક્રમણી સલાણી
તથા સ્તવનો .. ............. ૦।
રસિક સ્તવનાવળી............ ૦।

☞ ઉપરની ચોપડીઓ શિવાય અમારી દુકાનેથી શાળોપયોગી ગુજરાતી, અંગ્રેજી તથા મરાઠી–વાર્તાઓ, નાટકો, અને ધર્મ સંબંધી ગુજરાતી, મરાઠી, સંસ્કૃત વગેરે તમામ જાતની ચોપડીઓ રોકડી કિંમતે કિફાયત ભાવે મળશે; સામટી લેનારને સારો ભાવ મળશે.